# “ઉન્નતિનો માર્ગ,”



યાને

## આર્યાવર્તના જનસમાજમાં દાખલ થયેલા ઝેરી તત્વો અને તે જલ્દીથી ઉખેડી નાંખવાની યોજના.

---

આવૃત્તિ પહેલી  પ્રત ૨૦૦૦

સને ૧૯૨૬  સંવત ૧૯૮૨

લેખક,

શા. પ્રાણુલાલ કાલીદાસ માંગરોલવાલા.

---

કીમત બે આના

# "ઉન્નતિનો માર્ગ."

યાને

## આર્યાવર્તના જનસમાજમાં દાખલ થયેલા ઝેરી તત્વો અને તે જલ્દીથી ઉખેડી નાંખવાની યોજના.

લેખક—

શા. પ્રાણલાલ કાલીદાસ માંગરોલવાલા.

## ઉપોદ્ઘાત.

—:o:—

કુદરતની દરેક પ્રકારની મહેરબાની હોવા છતાં આપણો આર્યાવર્ત મુલક દીનપ્રતિદીન હીનદીન અવસ્થાને પહોંચતો જાય છે તેનું વાસ્તવીક કારણ શોધી અસલ સ્થીતિમાં લાવવા આએ દેશમાં પૃથક પૃથક જુદાજુદા વિભાગોમાં અનેક સંસ્થાઓ ઉભી થઈ છે, પરંતુ પરિણામે તેવી સંસ્થાઓ કાયમ નિઃસ્તેજ ચાલ્યા કરે છે, અગર તો મરણુને શરણુ થવા પડે છે. વાસ્તવિક કારણ જનસમાજના વિદ્વાનોએ શોધેલું છે અને તે એજ છે કે પરદેશી રાજ્યનીતીના પરિણામે આ દેશ હાલહવાલ સ્થીતિને પહોંચ્યો છે, તે એટલી હદ સુધી કે આ દેશના ખેડુતોમાં એક દુષ્કાળ સહન કરવા જેટલી શક્તિ રહી નથી અને જનસમાજના મોટા ભાગને અકાળ મૃત્યુને વશ થવું પડ્યું છે. હીંદુસ્તાનના મનુષ્યોના આયુષ્યની સરેરાશ બાવીસ વર્ષની છે. જે આયુષ્યની સ્થીતિ બીજા દેશોના

મુકાબલે પામર છે. એજ મુદો આ દેશની હાલહવાલ સ્થીતિ સાબીત કરે છે. આ દેશ આ વિષય સારી રીતે સમજી ગયો છે છતાંપણ નુકશાનકારક રાજ્યનીતિના તમામ ધોરણોનું અનુકરણ કરવાનું આ દેશમાં ચાલુ રહ્યું છે, તેનું કારણ સહુ કોઈ જાણે છે કે આ દેશનો મુડીવાળો વર્ગ પોતાના વર્ગજીવનો ભોગ આપવા તઇયાર નથી અને સ્વચ્છંદી બની પોતે અધોર પાપના ખાડામાં પડી રહયો છે અને તેજ ખાડામાં આખા દેશને નાંખવાનું ચાલુ રાખ્યું છે. આ મુડીવાળા વર્ગની દૃષ્ટિ ઉઘાડવાના આશયથી નગ્ન સત્ય જેવું હોય તેવું સ્વરૂપ બહાર પાડવા લેખકે કલમ ચલાવી છે અને લેખકને આશા છે કે આ પુસ્તકના લેખને સવળી દૃષ્ટિએ જોઈ મુડીવાળાઓ જે અધર્મ આચરી રહ્યા છે કે જે અધર્મ આખા દેશને નુકશાન કરી રહયો છે તે અધર્મથી બચશે અને જગતને બચાવી ઉપકૃત કરશે. અસ્તુ.

# ઉન્નતિનો માર્ગ.

## "આર્યાવર્તના જનસમાજમાં દાખલ થયેલા ઝેરી તત્વો અને તે જલદીથી ઉખેડી નાંખવાની યોજના.

### (૧) બહુમતવાદનું ઝેરી તત્વ અને તે ઉખેડી નાંખવાનો ઉપાય

પશ્ચિમની રાજનીતીએ આપણા દેશમાં કાયદા ઘડી લોકોમાં એવી માન્યતા દાખલ કરી છે કે દરેક સારા કામો સંસ્થાઓ સ્થાપી બહુમતથીજ કરવા જોઇએ અને બહુમત સીવાયનું કોઇપણ કાર્ય યાને ઠરાવ રાજ્ય સ્વીકારતું નથી તેવીજ રીતે પ્રજાએ પણ આ બહુમત વાદને યોગ્ય ગણી લીધો છે અને રાજ્યે પણ સીધી કે આડકતરી રીતે પ્રજા પાસે તેનો અમલ કરાવ્યો છે. આ બહુમતવાદના વિષયનો આ દેશને ઉંડો અભ્યાસ કરવાની જરૂર છે.

આ દેશમાં ચાલતાં રાજ્યે પોતાના દેશનું રાજ્યતંત્ર બહુમત વાદથી ચાલે છે એવી લોકોમાં ભાસ રાખી છે, પણ વસ્તુતઃ તે એવી રીતે છે કે કેમ તે વિષયનો વિચાર કરવાની આ દેશની હાલહવાલ સ્થીતી ફરજ પાડે છે. આ બંને વિચાર એટલે કે હીંદુસ્તાનમાં ચાલતું બહુમતવાદનું તંત્ર અને ઈંગ્લેંડનું બહુમતવાદ તંત્ર એ બંન્નેનું પૃથક્કરણ કરીએ છીએ ત્યારે આ દેશનું બહુમતવાદ તંત્ર એક ઝેરી તત્વ તરીકે સાબીત થાય છે.

આર્યાવર્તના લોકોએ બહુ મતવાદથી અનેક સંસ્થાઓ ઉત્પન્ન કરી છે. જેમાંની કેટલીએક ચાલુ છે, અને કેટલીએક તો મરણને શરણ થઇ ગઈ છે. જેમ જેમ ઉન્નતીના માર્ગ જવાનો પ્રયાસ કરવામાં આવે છે, તેમ તેમ પરિણામે આ દેશમાં કુસંપ વધે છે, પ્રજા અંદર અંદર લડી મરે છે, પ્રજાની શકિત ઘટે છે, પ્રજા શરીર સંપત્તિ ખોઇ બેસે છે, લક્ષ્મી ખોઇ બેસે છે, મરણ પ્રમાણ વધે છે, નીરાશાવાદ દિન પ્રતિદિન ફેલાય છે અને આખર વિદ્વાનો કહે છે કે આ પ્રજા ગુલામોની બનેલી છે. આ બહુમતવાદના તંત્રોનું આ દેશનું પરિણામ.

બીજી બાજુ બહુમતવાદથી બ્રીટીશ રાજતંત્ર ચાલે છે પરંતુ તે તો કાયમ અખંડીત ચાલ્યાજ કરે છે. અત્યાર સુધીમાં મુલકો વધાર્યા છે, અખુટ લક્ષ્મી મેળવી છે અને વર્ષો સુધી કોઈ ખસેડી શકે નહી તેવું તત્વ દાખલ કર્યું છે. ઉપરના બંને બહુમતવાદનાજ પરીણામ છે પરંતુ ફરક માત્ર આકાશ અને પાતાળનો છે.

આ દેશના મુંડીવાલા વર્ગે આ ફેરનું કારણ આમ વર્ગને એમ સમજાવ્યું કે બ્રીટીશો ભારતના લોકો કરતાં અલોકિક શકિતવાળા દેવતાઓ છે. આવી ખોટી માન્યતા ઉભી કરવામાં આવી છે અને તે માન્યતાં સિદ્ધ થવામાં કાળે પણ સારી મદદ કરી છે. યુરોપના લોકોના રૂપ, બળ, અને યંત્રોની શકિતએ ભારતના લોકોને આભા કરી મુકયા છે એટલે ભારતના લોકોમાં આવી ખોટી માન્યતા સજ્જડ થાય તેમાં નવાઈ નથી.

## ભેદ.

પ્રજામાં કુદરતી રીતેજ વિચારશીલ વર્ગ બહુ થોડો હોય છે, અને થોડું જાણનારાઓનો અભીમાની વર્ગ વિશેષ હોય છે. એ બહુ મતવાદને રસ્તે દોરનાર સારી રીતે સમજે છે અને તેની ખાત્રી છે કે બહુમતવાદ ઘણી વખતે ખોટું ઠરવાનો સંભવ છે, છતાં પણ પ્રજાને બહુમતવાદનું તંત્ર સોંપવામાં આવ્યું છે તે ખાસ એ મતલબથી કે પ્રજા અંદર અંદર લડી મરે અને રાજતંત્ર કાયમ રહે.

આ દેશમાં કોઇપણ વ્યકિત પોતાના ભેજામાં તરંગ પેદા થાય કે તરતજ કોઈપણ સંસ્થા ઉભી કરી શકે છે, પછી ભલે સ્થાપકની દાનત બુરી હોય અને પ્રજાને જાળમાં ફસાવી લુંટવાના ઈરાદાથી કરી હોય તોપણ તેને કોઈ અટકાવી શકતું નથી. માત્ર બાંધેલા કાયદાની હદમાં રહી ચાલાકિ કામ કરવું જોઇએ, એટલે કે કાયદાનો લાભ લઈ કોઇપણ વ્યકિત જગતને લુંટી શકે છે, અને તેમ કરવું તેવી વ્યકિતને સહેલ થઈ પડે છે, કેમકે પ્રજાનો મોટો ભાગ જાળમાં ફસનારા માછલાના જેવોજ હોય છે, તેથીજ તેવા ભોળા લોકોને સહેલાઈથી પોતાના પક્ષમાં રાખી બહુમતવાદથી કામ કરી જવાય છે.

ઉપર પ્રમાણે ઇંગ્લંડનું રાજતંત્ર બહુમતવાદથી ચાલતું હોત તો ઇંગ્લંડના રાજતંત્રની હસ્તી હોતજ નહિ કેમકે મનુષ્યોની ભિન્ન ભિન્ન પ્રકૃતિએ તેને ઠેકાણે કરી નાંખ્યું હોત પણ તેવું ત્યાં નથી. બહુમતવાદ આ રાજતંત્રે પોતાના માટે તો હાથીના દાંત બહાર દેખાડવા જેવું રાખ્યું છે. તેનો રાજા રાજ્ય કરે છે, અને નથી પણ કરતો. તેનો પ્રધાન પ્રધાનવટું કરે છે અને નથી

પણ કરતો. માત્ર તેની પારલામેંટ બહુમતવાદનું ઓળું રાખ્યું છે. વાસ્તવિક રીતે જોવામાં આવે તો કોઈ અનેરો વાદજ રાજતંત્ર ચલાવી રહયો છે, જેના પરિણામે આપણો દેશ અધોગતિમાં સડયા કરે છે અને તેનો દેશ ઉન્નત રહે છે અને તે વાદ તે એ છે કે રાજ્યમાં એક ખાનગી વિચારશીલ મનુષ્યોનું મંડળ રહે છે, તેમાં રાજા પણ બેસતો હશે, પ્રધાનો પણ બેસતા હશે, પણ આ મંડળના લોકોને જાહેરમાં પ્રજા કોઈ ઓળખતી નથી. આ મંડળનું કામ રાજ્યને નિરંતર ટકાવી રાખવાનું છે, તેના સ્વપ્નામાં પણ તે સીવાયના કશા વિચાર આવતા નથી. આવા નિરંતર વિચારના પરિણામે આ દેશ ઉપર એ મંડળે કરેલા ઘા લાંબા વખત ઉપરના છે, કે જેનું પરિણામ આપણને આજે બુરૂં દેખાણું છે. બહુમતવાદની પાછળ સત્તા અને વિચારનું તત્વ બંને વસ્તુ ઈંગ્લંડમાં પક્કી રીતે રહેલા છે કે જ્યારે આ દેશને બહુમતવાદનું તત્વ સોંપ્યું છે પરંતુ સત્તા સોંપી નથી અને એક ખાનગી વિચારશીલ મંડળ સ્થાપવાની મનાઈ કરવામાં આવી છે, અને એવા મંડળને ગેરકાયદેસર ઠરાવી સજાને પાત્ર બનાવ્યું છે.

ઉપર ખોલેલા ભેદ ઉપરથી વાંચક વર્ગ સમજી શકે કે ઉપરના જણાવેલ સત્તા અને વિચારના તત્વો સિવાયનો બહુમતવાદ એક મુડદું છે અને તે મુડદું હવે સડી આ દેશના જનસમાજની હાની કરી રહયો છે.

**પ્રશ્ન**—ઉપર જણાવેલ બહુમતવાદનું ઝેરી તત્વ કેમ ઉખેડી શકાય?

**ઉત્તર**–બરોબર ઉખેડી શકાય. માત્ર પ્રજાએ નીચેના મુદ્દાઓ ધ્યાનમાં લેવા જોઇએ.

## મુદ્દાઓ.

આ દેશની તમામ જનસમાજ સુધારક સંસ્થાઓએ નીચેના ઉદ્દેશો રાખવાજ જોઇશે.

(૧) કોઈપણુ સંસ્થાનો ઉદ્દેશ લક્ષ્મી ભેગી કરવાને બદલે લક્ષ્મી મેળવી વાવી નાંખવાનો હોવો જોઇએ.

**વ્યાજે દ્વિ ગુણુમ વિત્તમ, વ્યાપારેશ્ચ ચતુર્ગુણુમ,**
**ક્ષેત્રે શતગુણુમ વિત્તમ, દાનેચ અનંત ગુણુમ.**

(૨) સંસ્થાએ વ્યાજ ખાવાની પ્રથા છોડી વ્યાજ ભરવાની નીતિ ગ્રહણ કરવી જોઇએ.

(૩) સંસ્થાએ ઓનરરી હોદ્દાઓ રદ કરવા જોઇએ.

ઉપર લખેલા ઉદ્દેશો જે સંસ્થાઓ નહિ રાખે તે સંસ્થાઓ પોતાને નુકશાન કરશે, આખા દેશને નુકશાન કરશે અને તે સિદ્ધાંત ઉપર દેશ નહિ આવશે તો ખાત્રી પુર્વક આ દેશ પકકો ગુલામોનો બનશે. ઉપર લખેલા ઉદ્દેશો ગુલામી બંધન તોડવાની ચાવી છે, અન ને ચાવીનો ઉપયોગ નીચે પ્રમાણે કરવાનો છે.

નાનામાં નાની સંસ્થાઓથી માંડી કોંગ્રેસ જેવી મહાન સંસ્થાએ પણુ હાલ આગળ વધતા અટકી જવું એટલે કે જે સ્થાને હોય તે સ્થાનેથી એક ઈંચ પણુ આગળ ન વધવું. નવી લક્ષ્મી લેવી બંધ કરવી, ધ્યાનમાં પડે તે માણુસ સંસ્થાઓની સરદારી લઈ રહયો છે તેને બદલે સંસ્થાઓએ પોતાના સ્થાનમાંથી પરીક્ષાઓ કરી બુદ્ધિમાન વર્ગને શોધવો ને ઉપર બતાવેલ ઉદ્દેશો તેની પાસે રજુ કરી

દેશ ઉદ્ધાર માટે ઈજનેરી પ્લાનો લેવા અને તેમાં જેનો પ્લાન ઉત્તમ લાગે તેને કામ સોંપવું. પ્લાન હમેશાં પરિણામ બતાવનારોજ હોવો જોઇએ. કે ઝટ દઇને સામાન્ય માણસોના ગળામાં વાત ઉતરી જાય આવા પ્લાનોમા સારામાં સારા ઈનામો કાઢવા કે જેથી આખી પ્રજા વિચારશીલ બને. વાંચક વર્ગને ઉપરના વિષયનો ઉંડો અભ્યાસ કરવા નમ્ર વિનંતી છે.

## મુડીવાદનું ઝેરી તત્વ.

આ વાદે આ દેશને ભારે નુકશાન કર્યું છે. બહુમતવાદ પણ તેના નુકશાન પાસે લાચાર છે બલ્કે બહુમતવાદને આ વાદે ખરીદ કર્યો છે એમ કહીએ તો ખોટું નહી કહેવાય, કારણકે બહુમતવાદને ટકાવી ઝેરી વાતાવરણ ફેલાવનાર મુડીવાદજ છે. આખા દેશને પાયમાલ કરનાર તેજ વાદ છે. તો તે વાદનું સ્વરૂપ સમજવું અ.વસ્યક છે. પહેલાં તો મુડી-વાદની વ્યાખ્યા સમજવાની આવસ્યકતા છે. લેખકનો વિષય આ વાદ સમજાવી લોકોના મગજમાં રશીયાનું બોલ્શેવીઝમ ઠસાવવાનું નથી, કારણ લેખક તેમાં માનતો નથી. કોઈ એમ માનતું હોય કે દુનીયાના તમામ મનુષ્યો સરખી સંપત્તિમાં રહેવાજ જોઇએ તો તે વાત તદન આકાશ કુસુમવત્ છે. એવું જગત બનશે તે દિવસે મનુષ્યોના રૂપ રંગ કુદરત સરખા બનાવશે, જગતની સર્વ લીલાઓ પણ સરખી પંકિતમાં રહેશે, કર્મવાદ ખોટો ઠરશે, શાસ્ત્રો જુદા પડશે પણ લેખકની મુડીવાદની વ્યાખ્યા એજ છે કે લક્ષ્મીની સંપત્તિ મળી કે તરતજ મનુષ્ય બુદ્ધિનો ઈજારો લે છે અને સીધી અથવા આડકતરી રીતે લોકો પાસે પોતાને બુદ્ધિવાન મનાવે છે. આ દેશમાં કહેવાતો મુડીવાદ તેજ છે. આ મુડી-

વાદ હીંદુસ્તાનમાંજ છે એટલે કે હીંદુસ્તાનનું રાજતંત્ર આ મુડીવાદનું છે. કોઈ એમ માનતું હોય કે ઈગ્લંડનું રાજતંત્ર મુડીવાદનું છે તો તે તદન ખોટું છે. આવા મુડીવાદનું રાજતંત્ર હોત તો તે ભાંગીને ભુકો થઈ ગયું હોત અને તેનું ફોતરૂં પણ આ દુનિયા ઉપર હોઇ શકત નહિ, માત્ર હાથીના દેખાવના દાંત રૂપ દુનીઆની ઉપર રાજ્યના કાયદા બાંધી બતાવવા પુરતુંજ મુડીવાદનું તત્વ તેમાં રહેલું છે. આંતરીક સ્થીતિ બહુમતવાદમાં બતાવેલ વિચાર તંત્રને સત્તાના રાજતંત્રની છે.

## મુડીવાદે પહોંચાડેલું નુકશાન.

રાજતંત્રે ઉપર વ્યાખ્યા કરેલ મુડીવાદને પોતાને માટે ધન ખેંચવાનો ચાવી બનાવી છે અને આ દેશમાં તે વાત દાખલ કરી મુડીવાલાને પોતાના દલાલો બનાવેલા છે. રાજ્યોનું એક કુતરૂં પણ સુખી હોય તો રાજ્યના પોષનારા આ દલાલો સુખી હોય તેમાં કશી નવાઈ નથી. આ દલાલના હૃદય અંતરપટ ખોલી જોઇએ તો પાષાણ જેવા હોય છે અને દેશને માટે પોતાની જાતને માટે પોતા સિવાય અન્ય મનુષ્યને માટે કે એક પશુને માટે પણ તેના કલેજામાં કશી દયા હોય તેમ દેખાતું નથી, માત્ર દંભ રૂપે કિર્તી મેળવવા પુરતી આ દલાલો દુનીયા ઉપર પોતાની દયા દેખાડે છે અને મહા દયાળુપણાનો ડોળ ઘાલે છે. જેઓ સત્ય ભોગનો વખત આવે છે કે તરત ઉભી પુછડીએ નાસી જાય છે અને બતાવેલી સત્ય વસ્તુઓ અસંભવિત છે એમ કહી સત્ય વસ્તુને તોડી પાછળ પાડવા પોતાથી બનતું કરે છે.

ઉપર જણાવેલા પાષાણ હૃદયના મનુષ્યોએ આ દેશમાં મોટી મોટી સંસ્થાઓ ઉભી કરી છે. અને તે ચલાવવાને આ દેશની અઢળક લક્ષ્મી ભેગી કરી છે. પાછા પોતેજ તે લક્ષ્મીના ટ્રસ્ટીઓ બની ગયા છે કે પોતાના સેહથી જન સમાજનો બીજો વર્ગ તેમાં દાખલ થઈ શકે નહિ અને તે ભયથી આડકતરી રીતે તેઓ રાજ્યને પોષી રહ્યાં છે અને આ દેશના મનુષ્યોના મહા મહેનતે ભેગા કરેલા ધન તેઓ રાજ્યની તીજોરીમાં મુકે છે જ્યારે રાજ્ય તેનુ વ્યાજ આપે છે અને મુળ લક્ષ્મી તો ધ્યાનમાં પડે તો પાછી આપે.

રાજ્યે એવો વિશ્વાસ બેસાડ્યો છે કે વ્યાજ આપવામાં તો કદી કસુર કરશેજ નહી અને તેવો વિશ્વાસ બેસાડી ફાઇનેન્સીયલ [હુંડી] નું ધોરણ એવું રાખ્યું છે કે જેની વધઘટ સાથે મુળ લક્ષ્મીમાં વધઘટ થઇ જાય અને રાજ્ય ધારે તો વેપાર કરી તે વધઘટનો લાભ લઈ શકે કારણકે આ રાજ્યે વેપાર કરવાની રાજનિતી ધારણ કરેલીજ છે અને પ્રજા આ તંત્રને સમજી શકતી નથી. ન સમજી શકવાનું કારણ એ છે કે મુડીવાદનું તંત્ર રાજ્ય અને પ્રજા વચ્ચે ભિન્નભિન્ન છે. રાજ્ય મુડીવાદનું તંત્ર દેખાડી વ્યાજ ભરે છે, જ્યારે પ્રજા તેજ તંત્ર પ્રમાણે વ્યાજ ખાય છે. બંને વચ્ચે આકાશ પાતાળનો ભેદ છે. આવી રીતે અઢળક લક્ષ્મી અનેક સંસ્થાઓના નામથી ભેગી કરી મુડીવાળાઓ રાજ્યને પોષી રહ્યા હોવાથી આ દેશનો આમવર્ગ ગરીબાઇ ભોગવી રહયો છે અને મુડીવાળા વર્ગને આય દઇ રહ્યો છે.

૧૧ ૧૩૦-૨૯

## "મુડીવાલાની ગરીબો પાસેથી લક્ષ્મી લુંટવાની ચાવી અને આમ વર્ગને તેમાંથી બચવાનો ઉપાય."

આ ચાવીનું સ્વરૂપ સમજવા જેવું છે, કારણ લેખક તેનો પકકો અનુભવી છે, લેખકે તે ચાવીનું સુખ દુઃખ અનુભવ્યું છે તેથી લેખકની એવી શ્રદ્ધા થઇ છે કે ભારતવર્ષ આ વિષયને સમજી જાય તો રાજ્યતંત્ર ચલાવનારને તંત્ર ચલાવવાની પ્રણાલિકા બદલવી જોઇએ. આ ચાવી તે બીજી કોઈ નહી પણ દેશમાં ચાલતો ઝેરી સટોજ છે. આ સટા દ્વારાજ પરદેશીઓ તેમજ આ દેશના મુડીવાદો આ દેશને ચુસી રહ્યા છે. આ સટ્ટાને વેપાર તરીકે ગણાવી દેવા માટે સટો હોવા છતાં તેનું નામ વેપારમાં ફોરવર્ડ યાને વાયદા બીઝનેસ જેવું આપ્યું છે. ઉંડી દ્રષ્ટિથી મનુષ્ય વિચાર કરે તો જુગારના કરતાં પણ ખરાબમાં ખરાબ તત્વ છે, યાને ડાકુનું કામ છે એમ કહીએ તો ખોટું નથી કારણકે સાચા માલ ઉપરની માલીકી પરદેશીઓની જ છે ને તે રાજતંત્ર સારી રીતે જાણે છે, અને જાણે છે કે આ દેશના વેપાર કરનારાઓ માલ વગરજ વેપાર કરે છે. છતાં તેને જાણી જુઝીને ચાલવા દેવામાં આવે છે. જુગારમાં કોઇપણ વ્યકિતને પઇસો મળવાનો સંભવ છે, પરંતુ દેશ આખાની અપેક્ષાએ આ વેપારથી ધન મેળવવું આકાશ કુસુમવત છે એમ ઉપર જણાવેલા સિધ્ધાંતથી સિદ્ધ થાય છે.

પરદેશીઓ આ દેશમાં જે વેપાર કરે છે અને તેને છુટથી કરવા દેવામાં આવે છે, તેથી સાબીત થાય છે કે બ્રિટીશ રાજતંત્રવાદીઓ

અને બીજા પરદેશીઓ અને આ  દેશના મુડીવાદો આએ વેપારમાં ભેગા હોવાજ જોઇએ. કોઈ પણ વ્યકિત વિના સ્વાર્થે પોતાના હકમાં બીજાને દાખલ કરેજ નહિ.

આશ્ચર્ય જેવું નથી ? કે જાપાન જેવો દેશ આ દેશનું રૂ લઇને અને બીજી વસ્તુઓ લઇને આ દેશ કરતાંજ સસ્તે ભાવે આ દેશમાં પોતાનો માલ વેચે છે. આ દેશનુ રાજ્ય બ્રિટીશોનું છે, તોપણ જાપાનને જાણીબુઝીને શા માટે આ દેશમાં લુંટ ચલાવવા આપે છે. આ બધું આંતરદૃષ્ટિ ઉઘાડીને તપાસીએ તો ખાત્રી થશે કે આ દેશનું રાજતંત્ર ચલાવનારા અને પરદેશીઓ વેપારમાં જુદા નથી તેમજ આ દેશમાં ચાલતી પરદેશીઓની પેઢીઓ અને રાજ્ય તે પણ જુદા નથી. માત્ર ઇંદ્રજાળ રૂપ જુદાજ દેખાયા કરે છે અને તે બધાય ભેગા થઇને ઉપર પ્રમાણે સટો અને ધન ખેંચવાની ચાવી બનાવી છે. રાજ્યને મોટો લાભ હોવાથી અનીતિનું તત્વ દેખાવા છતાં તેને વેપારનું નામ આપી કાયદેસર ગણાવી આંખ આડા કાન કરે છે,

આ દેશમાં ચાલતો રૂ, સોનું, ચાંદી, બીયાં ચોખા, જુટ, વિગેરેનો સટો અહીંના લોકો કરે છે અને ઉપર જણાવ્યા પ્રમાણે માલ ઉપર જણાવેલી સીંડીકેટના હાથમાં હોય છે. તેથી અહીંઆના સટોડીઆઓ સીંડીકેટથી ઉલટી દીશામાં કાયમ રહે તેમાં કશું નવાઈ જેવું નથી.

પરીણામમાં આખરે આ દેશની સંખ્યાબંધ પેઢીઓ દરસાલ નાદારીનો આશરો લે છે અને નવી પેઢીઓ સ્થપાયા કરે છે અને

ગરીબ વર્ગની દર સાલની ઉત્પન્ન કરેલી મજુરીઓ યાહોમ ઉપર લખેલી સીંડીકેટ ઉઠાવી જાય છે. ઉપર પ્રમાણે સટા દ્વારા અઢળક લક્ષ્મી મળી અને આ દેશના ખેડુત વર્ગ પાસેથી માલ પડાવી લીધો એ બંને ચીજ પરદેશીઓને પોતાનો માલ સસ્તો પાડી આ દેશમાં હરીફાઇમાં ઓછે ભાવે વેચવાનું સાધન છે.

આ સટામાંથી બચી જવા માટે આ દેશના આમ વર્ગે પોતાનું લક્ષ તાત્કાલિક ખેતીના ધંધામાં જોડવું જોઇએ પરંતુ સટો રમવાની બદી પોતે દુર ન કરી શકતો હોય તો તેણે નીચેની ચાવીએ સટો રમવો જોઇએ.

એ તો અવશ્ય વાત છે કે આ દેશના મુડીવાદો તેમજ પરદેશીઓની મહાન લુંટને લઇને ઉપર લખેલા સટાઓમાં વરસની અંદર ઓછામાં ઓછા બે વાર મોટા ફ્લકચ્યુએશનો આવે છે તે એટલી હદ સુધીના કે સટોડીઆઓ ગભરાટમાં પડી જાય અને પોતાની દિશાનું ભાન ભુલી જાય તેવા સંજોગો ઉભા થાય છે. એવે વખતે બજારને મુડીવાદીઓ ચોકસ સ્થાને ઉભો રાખે છે. સટોડીઆઓનું ખોટું બીઝનેસ કપાઇ જાય નહી ત્યાં સુધી તેજ સ્થાને બજારને ટકાવી રાખે છે અને એવી લાલચનું બજાર કરી મુકે છે કે નીરાંતે ગરીઓનું ધન પોતાના ઘરમાં આવી જાય. આ વિષયનો ઉંડો અભ્યાસ કરીને સટો રમનારે પોતાનું બગલાના જેવું ધ્યાન કેળવવું જોઇએ અને જે વખતે પોતે મજુરી કરીને ધન કમાયો હોય તે ધન રોકડું રાખી આ ઇંદ્રજાળનો લાભ લેવો જોઇએ. જે વખતે આ દેશના મુડીવાદો ધન કમાય છે, તે વખતે

ઇંદ્રજાળ પ્રમાણે સીકયુરીટીઓના ભાવ ઉંચા થઇ જાય છે, કમાનાર ગાફલ બની ઉંચે ભાવે તે સીકયુરીટીમાં પડી જાય છે, અને ઇંદ્રજાળીઆઓ આ સાધન દ્વારા તેઓની મજુરી લુંટી લે છે આ દેશમાં ધન કમાઇ વ્યાજનો લોભ ઓછો રાખી રોકડું બચાવી તકનો લાભ લેવો એજ સટ્ટામાં કમાવાની ચાવી છે. હમેશ સટો રમનારાનું પરિણામ પાયમાલીનીજ નીશાની છે

આ દેશની દરેક સંસ્થાઓ ા આગેવાની મુડીવાદીઓના હાથમાં હોવાથી સામાન્ય રીતે ધાર્મિક સંસ્થાઓની આગેવાનીઓ પણ તે લોકોનીજ છે અને આગેવાનીને લઇને ધર્મ સ્થાનકોમાં જવાનું અ-વારનવાર બને છે. આ દેશ કર્મવાદી અને આત્મવાદી હોવાથી તે વાદના સિદ્ધાંતો આ મુડીવાદીઓને સાંભળવાનું બને છે, સારામાં સારા ત્યાગીઓના સંસર્ગમાં પણ આવવાનું બને છે અને ત્યાગી-ઓની વાણી સાંભળી પરલોકનો ડર તેમને લાગે છે, પરંતુ લક્ષ્મી મેળવતાં કરેલ પાપો તેને સરળ રસ્તે જવા દેતા નથી અને લક્ષ્મી પોતેજ પાપ ધોવામાં ઉપયોગી વસ્તું આ મુડીવાદોને જણાય છે અને તે દ્વારા પાપ ધોવાના પ્રયોગો તે શરૂ કરે છે. લોકોને કહે છે કે આવો મને વ્યાજની સારી આવક છે, ભીખ માગો, તમારી પાસે લક્ષ્મી ન હોય તો હું આપું. આ તેના પ્રયોગથી લોકોમાં ભીખ માગવાનું તત્વ દાખલ થયું છે. લુંટારાઓ હજારો મનુષ્યોને લુંટી ત્રાસ આપી દાન કરે છે, અને તે દાનથી મોક્ષની ઇચ્છા રાખે છે.

અંતઃકરણના સડાના ભયે ઇશ્વરને પણ ઠગવા માંડયો. મુડી થઇ કે તરતજ ધર્મના નામે દોડાદોડ કરી મુકે છે ને જાણે પઇસો

જ ઈશ્વરને મળવાને સાધન હોય તેવી પ્રજામાં લાગણી પેદા કરે છે, અને ધર્મને નામે રેલ્વે કુંપની, સ્ટીમર કુંપની, પરદેશી ચીજોમાં પઇસો વાપરી દેશને કંગાળ બનાવવા માંગે છે. દેશને કંગાળ બનાવી ઈશ્વરને ભજવાનું કામ ઇશ્વરને ઠગવા બરોબરનું આ મુંડી વાદે આ દેશમાં આગેવાની લીધી છે, અને ઉપર પ્રમાણે ઇશ્વરના દરબારમાં જવાનો દાવો પણ એણેજ કરવા માંડયો છે.

ઉપલા તમામ નુકસાન ઉપરાંત મહાભારત પાપમાં આ દેશના મુડીવાદીઓ ત્યાં ફસી પડ્યા છે કે પરદેશીઓએ પોતાના દેશને પોષવાને દવા ખપાવવા આ દેશમાં દવાખાના ઇસપીતાલો વિગેરે કાઢયા છે ને કેળવણીમાં અમુક ડીગ્રી રાખી આ દેશના મનુષ્યોને દવા ખપાવનારા એજન્ટો બનાવ્યા છે કે જેણે આ દેશને ભારેમાં ભારે નુકશાન કર્યું છે તેને આ મુડીવાદીઓ પોષી રહ્યાં છે. મુડીવાદીઓએ કીર્તી મેળવવા ખાતર ધર્મ સમજી આ દેશના જુદાજુદા વિભાગોમાં ધર્માદા ઇસ્પીતાલો સ્થાપી છે. જે જે જગ્યાએ આવી ઈસ્પીતાલો સ્થપાય છે, તે તે જગ્યાએ પ્રત્યક્ષ પ્રમાણ રોગો વધી પડયા છે, મરણ પ્રમાણ વધ્યું છે, મુડીવાદોના ધ્યાનમાં પણ આ બીના છે, અને મુડીવાદીઓની આંખ ઉઘાડવા માટે એક એમેરીકન વિદ્વાને આ વિષયના હજારો પુસ્તકો બહાર પાડયા છે. મુડીવાદીઓએ વાંચેલ પણ છે, પરંતુ આવી ઈસ્પીતાલો ઉપર પોતાના નામના લાગેલા લેખો ઉખડી જાય છે અને પોતાનું સ્થાપિત કામ પોતાને ઉત્થાપિત કરવા પડે છે માટે તેનો હઠયોગ થઇ પડયો છે અને ગમે તેવો વિદ્વાન પશ્ચિમના વર્ધકને જુઠું ઠરાવે તોપણ આ મુડીવાદ તેને સાંભળવા માંગતો

નથી. ખાસ દયા ધર્મના માનનારાઓ એવા હદમાં ફસી ગયા છે કે તેઓ જીવ હિંસાની પણ દરકાર કરતા નથી અને ધર્માદા દવાખાના ચલાવે જાય છે, તેઓ સારી રીતે જાણે છે કે પરદેશીઓએ પોતાના દેશમાં સેંકડો કતલખાના રાખ્યાં છે. દવામાં ઘોડા જેવા નર પ્રાણીનું લોહી પણ વપરાય છે. ગાયનું માંસ પણ વપરાય છે. કોઇ એવું પ્રાણી ભાગ્યેજ હશે કે જેનો ઉપયોગ દવામાં નહિ થતો હોય આટલું છતાં પણ આ દવાખાના ચલાવવામાં આવે છે.

ઉપર પ્રમાણે પાપ કરવા છતાં પણ પશ્ચિમે સ્થાપન કરેલા વૈદકે અને સંચાલકોએ રોગીના શરીરમાં ઘર કરેલા રોગો જેવાકે ક્ષય, દમ, કેંનસર, ભગંદર, વાળા, અને દાંતના રોગો એવા દરદો મટાડયાનો પુરાવો ભાગ્યેજ મલશે અને ઉંડી રીતે તપાસવામાં આવશે તો તેવા દરદો મટાડવાની તેનામાં શકિત નથી તેમ સાબીત થશે. તાવ જેવા સામાન્ય દરદોને આ વૈદકે ભયંકર રૂપ આપી લોકોનો પોતાના ઉપાસક બનાવી લીધાં છે, કે જે દરદોનું આવવું ને જવું સામાન્ય છે. દરદી કદાચ ન દવા લે તો પણ તેવા દરદો મટી જાય છે, ઉપરાંત આ દેશના દેશી વઇદાએ ઉપર જણાવેલા ભયંકર દરદો હજારો મટાડયાના પુરાવા મળશે. તેની સામે સેંકડે એક ટકો પણ પશ્ચિમના વૈદકનો પુરાવો નહિ મળે. કદાચ સરજીકલમાં પશ્ચિમની વિદ્યા સારૂં કામ કરતી હશે છતાંપણ દરદીના સારા થવાની સંખ્યા તપાસ્યા સિવાય ઇન્સાફ આપી શકવો અયોગ્ય છે.

ડ્રગ્સના વિષયમાં તો અમેરીકન વિદ્વાનોએ સિદ્ધ કર્યું છે કે પશ્ચિમનું વૈદક તદન જુઠું છે અને તે વઇદક જ મરણ પ્રમાણ વધવામાં કારણભુત થઇ પડયું છે.

છેવટમાં તે વિદ્વાન એટલે સુધી જણાવે છે કે આ વઇદકને દરેક દેશમાંથી દેશનીકાલ કરવું જોઇએ અને પછી તે દેશ જોશે તો મરણ પ્રમાણ તદન કમી પડી ગયું હશે.

આટલા બધા પુરાવા છતાં આ દેશનો મુડીવાદ આ ભયંકર પાપી સંસ્થાઓને ધર્મના નામે સાચવી રહયો છે અને પરદેશીઓની દવા ખપાવી તેને પોષી રહયો છે તેજ પાપ આ દેશને રીબાવી રહ્યું છે. બીજા બધા પાપને બાજુએ મુકી મુડીવાદીઓ માટે ઇશ્વરને લેખકની પ્રાર્થના છે કે આ વિષયમાં મુડીવાદીઓને સદબુધ્ધિ આપ અને આ ગરીબ દેશને રીબાતો બચાવ.

ઉપર પ્રમાણે તમામ વિષયોમાં પોતે પાપ કરી રહયો છે એ વિષયની અજ્ઞાન વ્યકતી કદાચ મળી આવે કે જે પાપ કરતો હોય છતાં તેને પાપની ખબર ન હોય પરંતુ આ મુડીવાદે એક જાહેર પાપ આ દેશમાં દાખલ કરેલું છે અને આ દેશની પ્રજાને કેવળ બનાવી લેવામાં આવે છે તે એ છે કે આ દેશમાં જાહેર જુંગાર રમાડવામાં આવે છે તેનું ઉપરીપણું પણ પરદેશી મુડીવાલાઓનું છે અને રાજ્યનો લાભ પણ તેમાં સમાયલો છે. તેથી રાજ્યના કાયદા હેઠળ આ જુગાર ચલાવવામાં આવે છે. રાજ્યને પઇસાનો લાભ થતો હોય તો આ દેશની પ્રજા ગમે તેટલી રીબાય તેની તેને દરકાર નથી તેથી આ મુડીવાદે આ અધર્મનું જાહેર તત્વ નીતી શાસ્ત્રનું ઉલ્લંઘન કરી ચલાવ્યું છે. આ દેશનો મુડીવાદી વર્ગ આની સાથે સામેલ થયેલો છે તેની દેખાદેખી એક આ દેશનો કંગાલમાં કંગાલ હેલકરી પણ ઉતરી પડયો છે. સાક્ષાત મુર્ખ બનવાનું આ સ્થાન છે. આ સ્થાનને રેસ યાને ઘોડા દોડની

સરત એવું નામ આપવામાં આવ્યું છે. ચોકકસ સંખ્યામાં એક દીવસમાં રેસો રમવામાં આવે છે. દરેક રેસ દીઠ રમતના જામેલા પઈસામાંથી વીસ ટકા કાઢી લેવામાં આવે છે. રેસની સંખ્યા આઠથી નવ રાખવામાં આવે છે એટલે કે આટલી રેસ રમાડી એક આખી રેસના પઇસા લઈ લેવામાં આવે છે અને વિસ્તારથી જોઇએ તો રમનારના ખીસાના તમામ પઈસા કાઢી લેવામાં આવે છે, ઉપરાંત બેસવાની ટીકીટો પણ ઉંચી ઉંચી રાખવામાં આવે છે. આ રેશમાં આમ વર્ગ જાય તો તેમાં કશી નવાઈ નથી કે જે વર્ગ હમેશા ગાડરીયા પ્રવાહ જેવો હોય છે અને તેનું તેવું રહેવું કુદરતના ઘરથી નિર્માણ થયેલું છે પરંતુ કેળવાયલો વર્ગ મોટાં મોટાં ગણીતોના પોથાં શાખી પોતાને મોટો મનાવે છે તેવો વર્ગ પણ ત્યાં જાય છે અને રેસ રમી પોતે પાયમાલ થાય છે અને દેશને પાયમાલ કરે છે, જેમ વ્યસનીઓને દારૂએ ફસાવ્યા છે તેમ આ લોકોને પણ આ જુગારના વ્યસને ફસાવ્યા છે. ઉપરના કોઠા પ્રમાણે પ્રત્યક્ષ પ્રમાણે પઇસો મળવાનો સંભવ નથી. આ વર્ગ એમ જાણે છે છતાં ત્યાં જવાનો શોખ રાખે છે અને જગતમાં પોતાને વેપારી કહેવરાવે છે. તેવાઓ વેપારી છે કે કેમ તેનો વિચાર કરવાનું કામ હું વાંચકને સોંપી આ વિષય હું અત્રે વિરમું છું.

**પ્રશ્ન**—આ ભયંકર મુડીવાદનું ઝેરી તત્વ કેમ ઉખેડી શકાય ?

**ઉત્તર**—બરાબર ઉખેડી શકાય. નીચેની યુકિતઓનો આમવર્ગે ઉપયોગ કરવો જોઇએ.

(૧) મુડીવાદનું જોર લક્ષ્મી ઉપર છે ને તે લક્ષ્મી મેળવવાની તેની ચાવી ઉપર બતાવી તેમ સટ્ટો છે. સટ્ટાના ઝેરી તત્વો આ દેશના આમવર્ગના

મગજમાં ઉતર્યા કે તરતજ મુડીવાળાઓના લક્ષ્મી મેળવવાના દ્વાર બંધ થવા માંડશે. આ માટે આ દેશના દરેક છાપાએ દરેક આગેવાન વ્યક્તિએ આ દેશના દરેક વિભાગમાંથી સટો ઉખેડી નાંખવાના સાહિત્ય ફેલાવવા સટ્ટાની ખોંચો બતાવવી. હાલ ચાલતો સટો તે વેપાર નથી પણ દગબાજી છે. તેમ લોકોને સિદ્ધ કરી બતાવવું, સગાના વિષયનો અભ્યાસ કરી જે દિશાથી મુડીવાદો ધન લઇ જાય છે તે દિશાની કમાવાની ચાવીઓ લોકોને બતાવવી આ સટાથી થતી હાની લોકોને બતાવવી, આ દેશની સુધારવાની આગેવાની લેનાર લોકોએ આ સટાનો અભ્યાસ કરવો જોઇએ લેખકની ખાત્રી છે કે આ દેશ સટાને વેપાર માનવાની મીથ્યા દષ્ટિમાં ફસી પડયો છે પણ જો તે જ્ઞાન થાય કે આ ચીજ નુકસાન કર્તાજ છે તો તરત ખસી જાય. લોકો માને છે કે ચાલતો સટો નસીબ અજમાવવાનુ સ્થાન છે પણ જ્યારે તેની ખાત્રી થશે કે માથુ ફોડવાનું સ્થાન છે કે તરતજ દરેક વ્યક્તિ ખસી જશે.

આ મુડીવાદ જે ટકી રહયો છે તેની ખોંચ આ રાજ્યની નાદારી કોર્ટો છે જો આ દેશમાંથી ઈન્સોલવન્સીનો કાયદો નાબુદ કરવામાં આવે તો રાજ્ય ને પ્રજા વચ્ચેની જે તકરાર છે તેનો ફડચો આવી જાય. આપણુને કોંગ્રેસ જેવી સંસ્થાઓ ચલાવવાની જરૂર રહે નહી એવી લેખકની આખા દેશને ચેલેંજ છે. તેથી ઈન્સોલવન્સીનો કાયદોજ મુડીવાદીને ટકાવી રાખનાર હોવાથી તે કાયદાનો દરેક રીતે નાશ કરાવવાનો આ દેશના સુધારકોએ પ્રયત્ન કરવો જોઇએ. રાજ્યનો આ કાયદાને રાખવાનો હેતુ જનસમાજને સમજવા જેવો છે. રાજ્ય આ કાયદો રાખવામાં પોતાની ચલાવેલી રાજ્યનીતિ પ્રમાણે વ્યાજબી છે તેનું

કારણ એ કે આ દેશનું દીવાળુ કાઢનાર ગુન્હેગાર છે પણ તેની ગુન્હેગારીનુ મુળ રાજ્યે ચલાવેલી રાજ્યનીતિમાં હોવાથી તેવાઓને સજા કરવામાં નથી આવતી.

કદાચ કોઇને શંકા થશે કે પોતાના દેશમાં શામાટે નાદારીનો કાયદો રાખ્યો છે ? તેવાઓનુ સમાધાન એ છે કે તે દેશના વતની પણ આ કાયદાનો ભોગ થાય પણ તે દેશનું રક્ષણ રાજ્ય કરી લક્ષ્મીની હદ બાંધેલી છે કે તે દેશની જાવક કરતા આવક હજારોગણી છે જ્યારે આ દેશની લક્ષ્મીઓ પરદેશીઓ ઢસડી જાય પણ પાછી આપે નહી.

## વિશેષ સ્પષ્ટીકરણ.

આ દેશની આ રાજ્યે વારેવાર જમીન માપી લીધી છે અને તેની ઉત્પન્ન પણ ગણી લીધી છે. આ દેશની પ્રજાનું ગણીત પણ નક્કી કરી લેવામાં આવે છે, નાણા પ્રકરણ પણ પોતાના હાથમાં રાખેલુ છે, આ બધાની ત્રીરાશી પંચરાશી કરતાં રાજ્યની ખાત્રી છે કે આ દેશની આવક કરતા જાવક મોટી છે, ને તેથી ચોક્કસ ખાડો આ દેશમાં રહેજ છે અને સટાંની રમવાની પોલીસીએ ચોક્કસ દીવાળાઓ આવશે જ તેમ રાજ્યની ખાત્રી છે. માટે તે દીવાળીઆઓને સજા નહી કરતા ગંગાસ્નાન કરાવી પવિત્ર કરાવવામાં આવે છે. જરમની જ્યારે ઇસ્ટ આફ્રિકામાં રાજ્ય કરતું હતું ત્યારે ત્યાં તેણે દીવાળુ કાઢવાની સખત મનાઇ કરેલી અને દિવાળુ કાઢનારે ચોક્કસ ટકાઓ ભરવાજ જોઇએ તેવો કાયદો રાખેલો અને આવા નીતિમાન કાયદાને ધારણ કરેલો હોવાથી તે દેશમાં ભીખ માંગવાનું તત્વ બંધ કરેલું. હજુ પણ યુરોપના

ઘણા દેશમાં દીવાળાઓપર સખત અંકુશ છે ને તેવા દેશોની આવક જાવક કરતાં હમેશા વધારે રહે છે કે જેના પરિણાતે મનુષ્યોને બરાબર રોજી મળી શકે છે.

આ દેશના મનુષ્યની માસીક આવક સરેરાશ ઘણી પામર છે એમ ગવર્નમેંટ સારી રીતે સમજે છે. આ ઈન્સોલવેન્સીના કાયદાને લીધેજ રેલ્વે કંપની અહીંઆના લાખો લાચાર માણસોને જાણવા છતાં મફત ઉપયોગ કરવા દે છે તે કંઇ ધર્માદા ખાતર નહીં પરંતુ ઈન્સોલ્વવેન્સીના કાયદાનું તત્વ તેને નડે છે તેવા મનુષ્યો હાલ ચાલતાં આર્થીક સ્થીતિના સંજોગો વચ્ચે આ સાધનોનો ઉપયોગ ન કરે તો તેવાઓના પેટ સરકારે ભરવા પડે. લુલાં, લંગડા અપંગ નીરાધાર ને ધંધા વગરના થઈ પડેલ કરોડો મનુષ્યોને પોષવાનો ધર્મ સરકારનો છે, નહીં કે પ્રજાનો. પણ સરકાર આ નાદારી કાયદાના આશરા હેઠળ પ્રજા પાસે આવા લોકોને પોષાવે છે અને આ દેશના મુડીવાદીઓ ઉપર તેનો બોજો મુકી દીધો છે જો સાધનોનો ઉપયોગ ગરીબો માટે બંધ કરી દેવામાં આવે તો પ્રજાઓમાં ગુન્હાઓ વધી પડો, જેલમાં જવાનો વખત આવે છે કે જેલમાં દાખલ કરી સરકાર આ દેશના મનુષ્યોને પોષવા માંગતી નથી. ઉપરના સીધ્ધાંત ઉપરથી વાંચક સમજી શકશે કે આ રાજ્યનીતિની પોલ નાદારી કોર્ટમાં રહેલી છે. જો આ કાયદાને ફેરવાવવા આપણો આગેવાન વર્ગ મહેનત કરે તો જરૂર રાજ્યને રાજ્યતંત્ર ફેરવવાની જરૂર પડે. પ્રજા નીતીવાન બને. પ્રજા જો અનીતીના પંથે ઉતારનાર બીજી કોઇ નહી પણ આ કાયદો છે. રાજ્ય ગમે તેટલા સુધારા આ દેશને આપે પણ આ કાયદો ફેરવે નહીં ત્યાં સુધી દરેક સુધારા પરદેશીઓને પોષવા માટે હશે તેમ પ્રજાએ સમજી લેવું.

(૩) આમ વર્ગે નીડરપણે મુડીવાદીઓએ ઉભી કરેલી આ દેશની તમામ સંસ્થામાં દાખલ થઇ જવું અને હાલ ચલતાં બહુમતવાદનો લાભ લઇ તેવી સંસ્થાઓનો કબજો લેવો. મુડીવાદ વર્ગ ગમે તેવો તોપણ વ્યકિતઓ થોડી છે. મુડીવાદીઓએ ભેગી કરેલી લક્ષ્મી આ દેશનીજ છે અને દેશનેજ માટે વપરાવી જોઇએ અને તેથી તે લક્ષ્મીનો યોગ્ય સ્થળે વ્યાજ ખાવાનું ધોરણ બંધ કરી વાવી નાંખવી. બહુમતવાદમાં બતાવેલા ઉદ્દેશ પ્રમાણે કામ ચલાવવું. આવી રીતે જ્યારે આમ વર્ગ હીંમત ધરી કરશે કે તરતજ મુડીવાદી વર્ગની શુધ્ધ ઠેકાણે આવશે. આમ વર્ગે સાવચેત રહેવું કે મુડીવાદીના જાસુસો ધ્યેય ચુકાવી મુડીવાદીઓને ફાવવા દેય નહીં.

(૪) કલમ ત્રીજીમાં બતાવેલ હેતુ પાર પાડવા માટે આમવર્ગોમાંના સમજદાર વર્ગે સેવા સમાજો ઉભી કરવી. લક્ષ્મીના તત્વ આવી સંસ્થાઓમાં કેવળ જોઇતું રાખવું નહીં તો લક્ષ્મી ધ્યેય પાર પાડવા દેશે નહીં હાથમાં લક્ષ્મી વધારવાનો પ્રયત્ન નહીં કરતાં મુડીવાદો જે સંખ્યા દ્વારા આ દેશને પાયમાલ કરી રહ્યા છે તેને તોડી પાડવાના અહીંસક વિચારો ની લક્ષ્મી ભેગી કરવી અને તે લક્ષ્મીવડે તે સંસ્થાઓ ઉપર આક્રમણ કરવું એટલે કે જે બહુમતવાદનું હથીયાર લક્ષ્મીના જોરથી મુડીવાદે હાથમાં રાખ્યું છે તે છીનવી લઇ તેજ હથીયાર વડે મુડીવાદનો નાશ કરવો. આમ વર્ગના મંડળોએ પોતાના વર્ગમાં નીચલા ગુણો પેદા કરવાનો પ્રયત્ન કરવો.

## ગુણો.

૧ મનુષ્યો પરદેશી વસ્તુ ખરીદી પરદેશીઓને પોષે નહીં તે એટલે સુધી કે એક પરદેશી રમત પણ તે પસંદ કરે નહીં.

૨ આમ વર્ગમાં દારૂની બદી ઓછી કરાવવી.

૩ આમ વર્ગે પોતાની દરેક હાજત ઓછી કરવી.

૪ આમવર્ગ કરકસરવાળો થાય અને વિના કારણે પઇસો બગડે નહી.

૫ આમ વર્ગે નાના મંડળો કાઢી પોતે સ્વતંત્રપણે કેમ જીંદગી ગુજારી શકે તેનો વિચાર કરવો.

૬ આમવર્ગે નીરર્થક પોતાના બચ્ચામાં હાલની ઇંદ્રજાળ કેળવણીના સંસ્કાર પેદા કરવા નહીં અને તેને બદલે પોતાના મંડળો ઉભા કરી પુર્વકાળની આ દેશની સંસ્કૃતિ પ્રમાણે સેવા ભાવવાળા મનુષ્યો પેદા કરી પોતાના મંડળો દ્વારા કેળવણી આપવી. એક બચ્ચું પણ જન્મતાં ખરચ કરાવે છે માટે તે બચ્ચાંની અમુક વયે કેળવણીની સાથે મજુરીનું કામ સોંપવુંજ જોઇએ.

૭ આમ વર્ગે ઇંદ્રજાળ કેળવણીમાં રહેલો નુકશાનનો ઉંડો અભ્યાસ કરવો

૮ આ દેશનો સાધારણ વર્ગ જે તદન રીબાઇ રહયો છે કે જેને નોકરી પણ મળતી નથી અને મજુરી પણ કરી શકતો નથી અને મનુષ્યોના પેટ ભરવા પડે છે તેવાઓએ સટ્ટાના આડા ધંધા અને અનીતીના ધંધાને છોડી બેકાર તરીકે બહાર આવવું બેકારોના મંડળો ઉભાં કરવાં અને વીલાયતના લોકો જેમ દેશ ઉપર બેકા-

રીની અસર કરે છે તેમ આ દેશના રાજ્ય ઉપર અને મુડીવાળા વર્ગ ઉપર અસર કરવી કારણુંકે તેઓને બેકાર બનાવવાના ગુન્હેગારો તેઓજ છે પણ આ મુડીવાદીઓની ગુલામી કરવાનું અને ખીદમત કરવાનું છોડી દેવું. તેમજ ભીખ માંગવાની મહા ખરાબ પ્રણાલિકા ઉપર ઉતરવાનો વિચાર કરવો નહીં.

ઉપર પ્રમાણે યુકતીઓ લાગુ પાડવાથી મુડીવાદનું ઝેરી તત્વ જરૂર નાશ પામશે અને મુડીવાદીઓની મગરૂરી ઉતરશે અને સમજતા થશે કે ગરીબોના તેઓ ઋણી છે.

ઇત્યલમ્.



